॥ ॐ श्रीं ॥

# द्वादश साधनसमारंभ.

श्री श्रेयस्साधकअधिकारिवर्गनो

८६ मो महोत्सव.

સ્થળ સાભ્રમતીના પુણ્યતટઉપર

શ્રી જગ[illegible]રેશ્વર મહાદેવ સમીપ

અમદાવાદ.

प्रसिद्ध क

श्रीश्रेयस्साधक[illegible]कारिवर्ग

तरफथी व्यवस्थापक

छोटालाल जीवनलाल. अमदावाद.

श्रीसत्यविजय प्री. प्रेसमां शा. सांकळचंद

हरिलालवडे मुद्रित–पांच कूवा नवा दरवाजा.

अमदावाद.

संवत् १९६७. इ० स० १९११.

मूल्य रु. ०–२–०.

॥ ॐ श्री ॥

# द्वादश साधनसमारंभ.

( फाल्गुन शुक्लपक्ष १५, मंगलवार,
संवत् १९६७. )

## कीर्तनो.

### मंगल.

પદ ૧. ( જલથલમેં તોહે, પલપલમેં તોહે—એ લય. )

અંતર તું એ જ, બાહિર તું તે જ, જોતાં બધે એક તું તું.
અણુમાંહ્ય, પણ ન ક્યાંય, કદી જણાય, તુંથી ન્યારૂં મારૂં હું હું.
ભર્યો છે વારિથી ભરપૂર મહાસિંધુ,
એક પાત્ર ભરી તેમાંથી (હું) જળ લઉં છું,
પછી પાત્રમાં પાછો વળી, હું જોઉં છું જ્યારે,
નહિ જળવિના તેમાંહિ હું, બીજું કશું જોઉં છું.
તારૂં ઝરણુ, જ્યાં ત્યાં વહન, થતું જોઈ રહું છું;—
જણાયે આ જગત્‌માંહિ વિવિધ રૂપો,
તથાપિ પાત્રમાંહિ જેમ છે પાણી,
( તેમ ) જગત્ આ નામનું મહિં ( વિવિધ ) પાત્રો છે દીસે,
તથાપિ તું જ છું જ્યાં ત્યાં, લઉં છું હું જ એ જાણી.
( જ્યાં ) તું જ સભર, અજરઅમર, ત્યાં હું કયું શું શું;—

श्रीउपेन्द्र.

## श्रीइष्टविरहथी व्याकुल शिष्यना विरहोद्गार.

પદ ૨. ( ગોકુળીએ લેઇ ચાલો, ઓધવરાજ અમને, એ લય. )

ગુરુ ! ગુરુ ! દાસ પુકારે, ગયા ગુરુવર ! ક્યાં મેલી;
દશદિશ દષ્ટિ કરતાં દીસે, આપવિના કો ન બેલી;—
વિણગુરુવૃક્ષ બીજે ક્યાં વીંટાયે, શિષ્ય સુકોમલ વેલી;—
પ્રિયતમ ! શિષ્યરૂપી પ્રિયા જ્યાં ત્યાં, ફરતી થઇ ઘેલી ઘેલી;—
કઠીન હૃદયના થઇ કાં દીધો, ભવસાગરમાં ઠેલી;—
શરણુ સબળ પ્રભુ ! જાણી લીધું, તોએ કાં મૂકો ધકેલી;—
જાણી અનાથ પીડે સઉ મુજને, શું કહું વીતે વીતેલી;
સમર્થ આપ શિરે રાજો તોએ, પાસે મળે ન અધેલી;—
સ્થિતિ અસહ્ય આ મુજને લાગે, આપને મન હશે સહેલી;—
વિરહે વ્યાકુલ વૃત્તિ ભ્રમે મુજ, જાણે નિશા ચડેલી;—
બહિર્અંતર્ પ્રભુ તમને જોવા, વૃત્તિ રહે છે ભમેલી;—
નયનનિકટ નરહરિ ઝટ આવો, ચેષ્ટા આ સઉ સંકેલી;—

**जगन्नाथ.**

---

## हृदयमंदिरमां प्रत्यक्ष थवा इष्टश्रीप्रति आंतर वृत्तिनुं निमंत्रण.

પદ ૩. ( નહિ આવું કહાન રે,—એ લય. )

કાં ના'વો શ્યામ રે,
મંદિરિએ મારે જે સુખધામ છે: કાં૦
[1]અવંતિપતિતણી રમ્ય નગરીથી ચડતી,
દેહનગરીમાં મારૂં ધામ છે; કાં૦
બ્રહ્મસદનથી ન લેશ ઉતરતો વહાલા,
વસવાને આપનો મુકામ છે; કાં૦
જળહળે દીપકજ્યોતિ અખંડ આઠે પહોરે,
અંધારાનું ન ત્યાં તો નામ છે; કાં૦
મીઠી સુગંધી દેતી વેલી રૂડી છે ખીલી,
પ્રાંગણમાં[2], દુ:ખીનો ( જે ) વિશ્રામ છે; કાં૦
અમૃતરસથી વહાલા મીઠાં મધુરાં,
ભોજન જમવાનાં તમામ છે; કાં૦

---

૧ ઇંદ્રની. ૨ આંગણું.

સુખદ કોમલ શય્યા પુષ્પતણી છે કીધી,
કરવાનો જ્યાં પ્રભુ આરામ છે; કાં૦
ગાનના રસિયા વહાલા જાણું હું જયાંથી રચિયો,
વેદોમાં આપે જાતે સામ છે; કાં૦
દિવ્ય મધુરૂં થાતું ગાન જે મુજ મંદિરમાં,
તેવું મળવાનું નવ કો ઠામ છે; કાં૦
દૈવી સંપત્તિ સ્વામિ, જે મુજ પાસે છે તેથી,
અધિકા શું આપને મન (આ) દામ છે, કાં૦
પ્રીતિરસભોગી પ્રિયતમ જાણું પણ જાણો ના કે,
તમપર તનમન આ સઉ કુરબાન છે; કાં૦
પ્રસન્ન વદને પીયુ આવી મંદિરીએ રહો તો,
માગવું મારે બીજું હરામ છે; કાં૦

ચુ० ज० ओझा.

---

## तत्त्वज्ञानविना बीजुं कोई साधन जीवनुं दुःख निवारवा समर्थ नथी.

પદ ૪. (ચિદાકાશવિણ અન્ય કાંઇ નથી, દશદિશમાં જોતાં, એ લય.)

તત્ત્વજ્ઞાનવિણ અવર કોઇ ના જીવનું દુઃખ ટાળે,
ભલે હોય આધિ કે વ્યાધિ, સઉ દુઃખ જ્ઞાન પ્રજાળે, કોઇ ના૦
દરિદ્રતા દુર્ગુણ દોષાદિ, દુઃખદ જે જે તે,
શુષ્ક તૃણસમ બળી જાતાં જવ, જ્ઞાનાગ્નિ ઉર ચેતે, કોઇ ના૦
ઇંધનવિણ જેમ લોકપ્રસિદ્ધ આ, અગ્નિ ના લાગે,
કર્મભક્તિઇંધનવિણ તદ્વત, જ્ઞાનાગ્નિ ના જાગે, કોઇ ના૦
યથાવિધિ કરી કર્મો પહેલાં, ચિત્તશુદ્ધિ કરીએ,
નવધા ભક્તિ સાધી મનના, વિક્ષેપો પછી હરીએ, કોઇ ના૦
પાયાવિણ ઘર કરવા મથતાં, ઘર ના બંધાતું,
કર્મભક્તિ સાધ્યાવિણ સાચું, જ્ઞાન ન કોઇને થાતું, કોઇ ના૦
સમજી આમ સવેળા, ક્રમથી, સાધનમાં વહીએ,
લક્ષ્યે રાખી જ્ઞાન, અગાડી, ડગલાં ભરતા જઇએ, કોઇ ના૦
તત્ ઈશ્વર સઘળે છે વ્યાપ્યા, અવર બધી ભ્રાંતિ,
'હું તું આ' ઈશ્વરમય જોતાં, કરવી દશ્યની શાંતિ, કોઇ ના૦

તત્ત્વવિના મતિમાં કશું બીજું, ક્યારે ના આવે,
તત્ત્વજ્ઞાનના એ શિખરે કોઈ, વિરલા સંત સુહાવે, કોઇ ના૦
તત્ત્વજ્ઞાનની વાતો કરવી સઉને છે સહેલી,
પણ દુઃખથી છૂટવા મથનારા, જાણે ખરી મુશ્કેલી, કોઇ ના૦
તોપણ યત્નથી અસાધ્ય ના કશું, સુજને એ જાણી,
ઉપેન્દ્રનૃહરિસંગે રહીને, થવું સાચા તત્ત્વજ્ઞાની, કોઇ ના૦
છે:૦

---

## साधकोने प्रयत्न करवा उत्साहवचन अने साधनक्रम.

પદ ૫. ( મનમોતીની માળ પરોવી—એ લય. )

દઈ ઉત્સાહવચન ભાથું ને, સાધનપંથે વળાવું,
ચાલો બંધુ ! ભોમીયો ભળાવું.
સુગમ અને મંગલકર માર્ગે, પ્રભુકરુણાથી પળાવું,
ચાલો બંધુ ! ભોમીયો ભળાવું.
આસનનું નથી કષ્ટ સહન કરવાનું,
પ્રાણાયામથી પ્રાણને નથી ધમવાનું,
નહિ હિમાળે હાડ ગળાવું,
નહિ ઉપવાસ કરાવું; ચાલો—
પ્રાણ જતાં પણ સાધક થઇને,
સાધનથી ન ચળાવું; ચાલો—
સદ્વિચારભોમીયો સંગ ધરજો,
ક્ષણ ક્ષણ સાવધ થઈ તેને સ્મરજો,
જેવું ધન નથી કોઇ રળેલું,
તેવું આજ રળાવું; ચાલો—
અનુપમ જ્યાં સુખશાંતિ ભરેલી,
ત્યાં હું ખાટ ઢળાવું; ચાલો—
અહંપણું ઉરથી મૂળથી ખોળી ખોળી,
પ્રભુમાં તેને પૂર્ણપણે ઢોળી,
અહં પ્રભુનું નિજમાં સ્થાપી,
પ્રભુમાં પૂર્ણ વિલાવું; ચાલો—
ત્રિપુટિકેરો બાધ કરીને,
સ્વરૂપ જ જ્યાં ત્યાં છાવું; ચાલો—

સરલ શબ્દમાં આજ કહી અમૃતવાણી,
કથન કરૂં છું અધિકારી જાણી,
સાર સમજીને ધારણ કરતાં,
રહે ન ભવમાં દળાવું;— ચાલો—
નૃહરિકૃપામધુના ( છો ) ભોગી ભ્રમરા,
તમ સુખ શું જાણે ઘેલાં તમરાં,
(તમે) સમર્થ સઉ વાતે છો, સ્તુતિ શું-
એથી અધિક સંભળાવું; ચાલો—
ઉડજો કેડ કસી સાધનકુસુમે વહાલા,
એમાં પ્રભુકરુણામૃતના પ્યાલા,
સાચા ભ્રમરે પાન કરી,—
તેમાં જ ઘટે રોળાવું; ચાલો—
એ પાને અજરામર થાશો,
સ્પષ્ટ કહે કો આવું; ચાલો—

श्रीउपेन्द्र.

---

## ईप्सित वर अर्पवा इष्टश्रीने अभ्यर्थना.

પદ ૬. ( અમને પાવન કરવાને, એ લય. )

દોષ અમારા વિસરીને,
અમૃતમય દષ્ટિ કરીને,
પ્રેમે પાંખવિષે ધરીને, કષ્ટો કાપજો.
ગણી પોતાનાં ભગવાન, કષ્ટો કાપજો,
ઇચ્છ્યાં અમને વરદાન, આજે આપજો.
દુરાચારથી સહસ્ર યોજન રહીએ દૂર ડરીને,
સદાચારથી સહજ ન જઇએ મરણે પણ સરીને, પ્રેમે પાંખ૦
વિધવિધ ઉત્તમ સદ્‌ગુણથી અમ અંતરને ભરીને,
જડતા તદ્વત્ મનની અનેક વિદ્યાથી હરીને, પ્રેમે પાંખ૦
લૌકિક ઉંચાં સુખ સઉ દેજો, પ્રેમે દદરીને,
અલૌકિક પણ દેજો ઉદારતાને વિસ્તરીને, પ્રેમે પાંખ૦
એક વાત પ્રભુ પહેલી કરજો, કહીએ ફરી ફરીને,
અંતરબહિર્ પ્રકટ રહેજો નિત્ય, [1]પટ સઉ સંહરીને, પ્રેમે પાંખ૦

---

૧ અજ્ઞાન તથા અભાનનાં આવરણો કાપીને.

દુસ્તર આ ભવસાગર જઈએ, સહજ શ્રમે તરીને,
અનુગ્રહ કરજો અંતે રહીએ, સ્વરૂપવિષે ઠરીને, પ્રેમે પાંખ૦
છો૦

---

## हुं आजे शुं करवानो अने काले शुं करवानो.

**પદ ૭.** (એની વસુંધરા તપતી છે આજ—એ લય.)

હું ઇષ્ટસ્મરણને સાધું આજ, અવર કરીશ હું કાલે.
મુજ મુખપર પ્રસન્નતાની, છાયા હું રાખીશ આજે,
મુખમાં જાણે પ્રભુ રાજે આજ;—
વાણીથી અમૃતધારા, હું સર્વપ્રતિ વરસાવું,
હું હસીને સૌને હસાવું આજ;—
હું દયા પ્રેમના સિંધુ, મુજ નેત્રમાં રેલાવું,
મહિં પ્રભુરૂપને ખેલાવું આજ;—
જે માર્ગે સઉમાં થાતી, ઉત્કૃષ્ટ ગતિ હું ભાળું,
તે માર્ગવિષે હું ચાલું આજ;—
હું અધિક ઉન્નતિકેરી, પ્રતિક્ષણ આશાને ધારી,
કોઇથી જઉં ના હારી આજ;—
આ પ્રમાદ ને આલસ્યે, હું જઇ ભરાઇશ કાલે,
(પણ) મને યત્નવિના નવ ચાલે આજ;—
હું ડગીશ કદાપિ કાલે, ઉપરનું જોઇને નઠારૂં,
હૈયાથી હામ ન હારૂં આજ;—
કહું છું જે જરૂર કાલે, હું ઉચ્ચારીશ વિપત્તિ, (!)
પણ ચિંતવીશ સંપત્તિ આજ;—
કેવળ વાણીમાં સારી, વાતોને કાલથી રાખીશ,
મુજ કૃતિમાં તેહ ઉતારીશ આજ;—
નક્કી આ જગના જનને, હું કાલથી ઉપાસીશ,
હું ઉપાસ્ય પ્રભુને રાખીશ આજ;—
હું તત્ત્વની મિથ્યા વાતો, કાલે મલકાઇ કહેવાનો,
કૃતિથી તત્ત્વે રહેવાનો આજ;—
હું બોધ જેને તેને, કાલથી દીક્ષા કરવાનો,
તે બોધ હું આચરવાનો આજ;—

આનંદ સદા ઉપજાવે, એવું સઘળું કરવાનો,
નરહરિ પ્રભુને વરવાનો આજ;—

श्रीउपेन्द्र.

---

## विषयलुब्ध जीवने भक्ति करवा उपालंभपूर्वक प्रबोध.

પદ ૮. ( મોરી કામનીયાં, તોરે લંબે લંબે બાલ, એ લય. )

ભોગે રોગમાં સડે, મૃત્યુમુખે જઇ પડે,
( તોએ ) આંખ શે ન ઉઘડે, ત્યાંનો ત્યાં શું જઇ [1]જડે.
શિરપર લાતો ખાતાં આવે હજી ન તુજને સાન,
છેક બુદ્ધિ કાં બહેર મારી ગઇ, નથી તું કંઇ હેવાન, ભોગે૦
અસંખ્ય જન્મવિષે આના આ વિષયે પચ્યો તું વીર,
આ જન્મે પણ કોઇ પ્રકારે, કસર ન મૂકી લગીર, ભોગે૦
કાણી કોડી ભરાણી ના તુજ, થયો ન હજી તું તૃપ્ત,
ઉલટો અધિક થતો હડકાયો, જેમ જેમ થાતો વૃદ્ધ, ભોગે૦
બળ બુદ્ધિ આયુષ્ ક્ષય કરતા, વિષયો, જુએ ન કેમ,
ઇસપીતાળમાં જો ! જઇ માંદાં, (જો) મનાય વાત ન એમ, ભોગે૦
મર્યાદામાં રહીને વિષયો ભોગવતાં ન *અપાય,
પણ મર્યાદા કોને કહેવી, તુજને ક્યાં સમજાય, ભોગે૦
વિષયોપાછળ તું તો આખો દિવસ ફરે થઇ ભૂત,
શરીર ને મનની તુજ સ્થિતિ આ, પ્રકટ પુરાવો [2]ઋત, ભોગે૦
સાધ્યું નથી તેં કાંઇ, લહી ના, મરણ દયા તુજ ખાય,
બળ આયુષ્ ક્ષય થાતાં તુજને, પળમાંહિ ગળી જાય, ભોગે૦
માટે સત્વર ચેતીને વીર, ઘટાડી વિષયપ્રીત,
આયુષ્બળનું રક્ષણ કરજે, સુખ જો ઇચ્છે નિત્ય, ભોગે૦
આયુષ્બળને વાપરવાના માર્ગ બીજા ઉત્કૃષ્ટ,
સત્સંગથી તે જાણી સત્વર, કર સઉ ક્ષય તુજ કષ્ટ, ભોગે૦
અસંખ્ય પુણ્યથી સમજાયે જે સત્સંગતિથી વાત,
તે તુજને સંક્ષેપે કહું જો, ઉતરે હૃદયે ભાત, ભોગે૦
વિષયોપાછળ જેવો પડીયો, હરિની પાછળ તેમ,
કમર કસી જો પડીશ હવે તો, અનંત જોઇશ ક્ષેમ, ભોગે૦

---

૧ ચોટે. * દોષ. ૨ સાચો.

હરિપ્રતિ ધસતાં વિષયતણાં તું વિસરીશ સઘળાં સુખ,
કાં જે અનંતગુણ ઉંચાં સુખ, હરિમાં મળે અચુક, ભોગે૦
હોય સિકંદર તુજ પાધરો, તો આ ક્ષણથી ચિત્ત,—
ઉપેન્દ્રનૃહરિપ્રભુમાં સાંધી, જ્યાં ત્યાં વિચર અભીત, ભોગે૦
છો૦

---

## अंतरनी एक अडचण निवारवाने इष्टप्रति अभ्यर्थना.

પદ ૯. મહાડ.

મારી નડતર એક જ આજ, વિનવું કાઢો હે મહારાજ !
નથી નડતી સંપત્તિ કે મને, નડે ન તેની ખોટ,
નથી નડતાં પકવાન્ન કે નડતું ન, મળે ન જો કદી લોટ;—
નથી નડતાં આ ગૃહ દારા કે, નથી નડતા કોઈ મિત્ર,
અહનો યોગ નથી નડતો કે, નથી નડતા કોઇ પિતૃ;—
માન નથી નડતું કે મુજને, નથી નડતું અપમાન,
ગાનતાન નથી નડતું મુજને, કે નથી નડતું રાન;—
રાજ્યતણી સત્તા નથી નડતી, નથી નડતા કોઇ ભોગ,
હાનિ ભય કે શોક ન નડતા, નથી નડતા કોઇ રોગ;—
નડે ન કોનો ક્રોધ કે કો કહે, કટુ વચન સાક્ષાત્,
પ્રલય નથી નડતો કે મુજને, નડે ન મહાઉત્પાત;—
નથી નડતું જૂઠું કે મુજને, નથી નડતું કાંઇ સાચ,
ભૂત પ્રેત કે ડાકણુ નડતી ન, નડતો નથી પિશાચ;—
સંસૃતિ કે વ્યવહાર ન નડતો, નડે નહિ અવિવેક,
વિશ્વતણી આ સ્થિતિ કે ચીજો, મને ન નડતી એક;—
નડતરની વસ્તુ જોવા પ્રભુ, છેટા જશો ન લગાર,
અતિશય મારી નિકટ રહેલા, એ છે મુજ કુવિચાર;—
એટલી નડતર મારી હે પ્રભુ ! ટાળો મારે કાજ,
ટાળો એને આજ તો તમે, જુગજુગ જીવો મહારાજ;—

**श्रीउपेन्द्र.**

---

## विषयासक्त जीवने इष्टस्मरण करवा सदुपदेश.

**પદ ૧૦.** ( મને રોકી રહ્યા શીદ વનમાં, એ લય. )

ભજ હરિ, ત્યજી આ નાદાની રે,
નાદાની રે, જે દે હાનિ રે; ભજ હરિ૦

કાચ છે આંખ ઉઘાડીને જો !, મણિ તેં લીધો જે માની રે, ભજ૦
મોતીની માળા ના, લોભાયો જેથી તું, ઘાળી લે નાગણી જાણી રે, ભજ૦
[1]સુરસુરભિ લહી દોહે તું જેને, તે છે [2]શૂની જોને રાની રે, ભજ૦
[3]આપાતરમણીય વિષયો સઘળા, પ્રકટ એ વાત ન છાની રે, ભજ૦
તોપણ સમજણ તું ન ગ્રહેતો, જોતો શું સ્ત્રીસમ પાની રે, ભજ૦
આંખે પાટા બાંધી ક્યાં લગી ખેલીશ, જો ! વહી ચાલી જુવાની રે, ભજ૦
માનવદેહ મોંઘો, ફરી ના મળશે, (જો) ખોઇશ થઇ અજ્ઞાની રે, ભજ૦
ભક્તિથી ભાવટ સઘળી જતી તોએ, કરતો કાં આનાકાની રે, ભજ૦
ઉપેન્દ્રનરહરિચરણ સ્મરી લે, પીલપી ન હોય ભવઘાણી રે, ભજ૦

છો૦

---

## नरदेह पामीने मनुष्योनुं शुं कर्तव्य छे.

**પદ ૧૧.** ( સંસાર સમજીએ શાણા, મુસાફરખાનું, એ લય. )

નરતનુ પામી, પંથિ ! ઘણું કરવાનું.
પળે પળે પગલે પગલે વધુ વધવાનું, પંથિ.
દેવને પણ એ તો દુર્લભ ગણાતું, પંથિ.
(કાંજે) દેવોને દુર્લભ એવું કામ (ત્યાં) બનવાનું; પંથિ.
ભયતણું કારણ એ તો પશુમાંએ રહેતું, પંથિ.
મનુષ્યે તો મૃત્યુકેરું ભય તરવાનું, પંથિ.
જનનના ભોગોમાં તો, પશુએ રહેતાં, પંથિ.
નવજનનકાર્ય તારે હાથ ધરવાનું, પંથિ.
પંખી પણ ઉડી શકતા, ગગનમાં ઉંચે, પંથિ.
તારે તો લોકલોકાંતરે ઉડવાનું, પંથિ.
સારસ પણ એક મરતાં, બીજું મરે છે, પંથિ.
નર અને નારીએ તો અમર થવાનું, પંથિ.

---

૧ કામધેનુ. ૨ કૂતરી. ૩ ઉપરથી સુંદર.

સમુદ્ર તો ટીટોડીએ પણ ખળભળાવ્યો, પંથિ.
તારે અનંત તત્ત્વ ખળભળાવવાનું; પંથિ.
ભૂમિમાંથી તો શ્વાન પણ ધન કાઢે, પંથિ.
તારે તો સૂક્ષ્મમાંથી ધન ખેંચવાનું; પંથિ.
ભૂમિથી રસને એક વૃક્ષ પણ ખેંચે, પંથિ.
આત્મામાંથી તો તારે આકર્ષવાનું; પંથિ.
ફળ અને ફુલ એ તો વૃક્ષ બનાવે, પંથિ.
અમૃતરસવૃક્ષ તારે ઉગાડવાનું; પંથિ.
ધાતુસરખી પણ જગમાં મૂલ્યને ધરતી, પંથિ.
તારે તો વિશ્વમાંહિ અમૂલ્ય રે'વાનું; પંથિ.
પાણીની ઉપર તો નાવ ચાલેછે, પંથિ.
જલતત્ત્વમાંથી તારે તરીને જવાનું; પંથિ.
સ્થૂલ શરીરમાં તો જંતુ પણ ઠરતાં, પંથિ.
કારણમહાકારણમાં તો તારે ઠરવાનું; પંથિ.
શું શું ગણાવું તારાં કરવાનાં કાજ, પંથિ.
પ્રવાસી થયો તું પંથેથી ન ચળવાનું; પંથિ.
કરવાનો કાળ જાતો નૃહરિ સ્મરી લે, પંથિ.
પ્રયત્ને સીધાવ હાવે નથી બોલવાનું; પંથિ.

શ્રીઉપેન્દ્ર.

---

## शनैः शनैः इष्टस्मरण करवा जीवने प्रबोध.

**પદ ૧૨.** ( અલ્યા મોક્ષમાટે શાદને તમે રડવડો જો, એ લય. )

ઇષ્ટનામ વહાલા ! નિત્ય હવે ભાખતો જા,
બિંદુ બિંદુ રૂડો રામરસ ચાખતો જા, ઇષ્ટનામ૦
થોડે થોડે આ જંજાળ દૂર નાંખતો જા,
સત્ય હરિવિના ન અન્ય, એવું ઝાંખતો જા, ઇષ્ટનામ૦
વિષય વ્યાળી વહાલા ! મનને વશ રાખતો જા,
દુઃખો સુખનિમિત્ત સમજી, હર્ષે સાંખતો જા, ઇષ્ટનામ૦
પ્રવૃત્તિપંથે હવે થોડો થોડો થાકતો જા,
નિવૃત્તિપંથે વહાલા ! ગાડુ ધીમું હાંકતો જા, ઇષ્ટનામ૦
સોનારૂપાને પીઠે ન હવે લાદતો જા,
રૂડાં શમદમાદિ રત્ન ગાંઠે બાંધતો જા, ઇષ્ટનામ૦

[1]ભૂતોની નિશામાં જાગવાનું ત્યાગતો જા,
ભૂતો ઉંઘે તેમાં સંયમી થઈ જાગતો જા, ઇષ્ટનામ૦
સ્વાર્થી જગજનોનો સ્નેહ હવે કાપતો જા,
નૃહરિનાથ શિરે સાચા સગા સ્થાપતો જા, ઇષ્ટનામ૦

છ

---

## પોતાના જીવનરૂપીઘડીયાળનું સૂક્ષ્મપણે નિરીક્ષણ કરનાર તેની ઉન્નતિઅવનતિને જાણી શકે છે.

**પદ ૧૩.** (મારા ભાગ્યતણો નહિ પાર, એ લય.)

**પ્રશ્ન**—આ શું તમે જુઓ છો લાલ?

**ઉત્તર**—જોઉં છું ( હું ) મારૂં ઘડીયાળ.

આ મારી ઘડીયાળવિષે છે, એક અચંબો ભારી,
દિવસ અને રાત્રિનો સમય એ, પૃથક્ છે સૂચવનારી; આ શું૦
સમય એક છે પણ એ તો વળી, સ્થિતિ બતાવે ન્યારી,
ઉઠવાનો શું સમય થયો કે, આવી સુવાવારી; આ શું૦
સૂવાકેરી[2] દિશાતરફ વળતો કે હું ઉઠવાની,[3]
તે હું નિહાળું ગતિ જોઇને, મુજ કૃતિરૂપ કાંટાની, આ શું૦
ચેતનકુંચી મળી ચુકી છે, નથી એ કેવળ કાષ્ટ,
પણ હું સાવધ થઇ જોઉં એ તે, ચાલે 'સ્લો કે ફાસ્ટ'; આ શું૦
[4]પળના કાંટાઉપર રહી છે, ગતિ મોટા કાંટાની,[5]
(એ) વિણસમજ્યે (કંઈ) ગતિ જોતા મોટા,-કાંટાના આંટાની; આ શું૦
મિનિટતણો કાંટો ચાલીને, કલાક એક બને છે,
નિહાળી શકતો સૂક્ષ્મપણે, જે, સાવધ ક્ષણે ક્ષણે છે; આ શું
પણ આ જગ જાણ્યાવિણ, કેવળ, [6]કલાકને જ ગણે છે,

---

૧ જેમાં જીવો સાવધાન રહે છે, એવી વ્યાવહારિક પ્રવૃત્તિમાં ઉંઘ, અને જેમાં જીવો અસાવધ રહે છે, એવી નિવૃત્તિમાં સંયમી થઇને જાગ. ૨ અવનતિની. ૩ ઉન્નતિની. ૪ મનના સૂક્ષ્મ વ્યાપારો-ઉપર. ૫ સ્થૂલ ક્રિયાની અથવા પ્રકટ વ્યપારોની. ૬ સ્થૂલ પ્રયત્નને જ.

ને વળી કેવળ મોટા કાંટા ને ઘડીયાળ ભણે છે;[1] આ શું૦
સાવધ રહીને ઘટિયંત્રને, યથાનિયમ હું ચલાવું,
પળના કાંટાપ્રતિ દૃષ્ટિ ધરી, જોઉં મુજ ઉદયનું થાવું; આ શું૦

**श्रीउपेन्द्र.**

---

## मृत्युना भयथी कायानगरीनुं संरक्षण करवाअर्थे साधन साधवा जीवने प्रबोध.

**પદ ૧૪.** ( મહારાજા, નજરીયાં લગ જાયગી, એ લય. )

તારી કાયા,—નગરી આ, ઉજડ થશે.
ભોગોથી છાકી વહાલા! નેત્રો મીચી નવ ફરીએ,
માથે આ ફરતા, કાળના ચક્રથી ડરીએ, નગરી આ૦
વીતી છે ગઈ જુવાની, કાળા થાતા કેશ, ધોળા,
દાંતોની પંક્તિ, ખરતી ભાળે કાં ન ભોળા, નગરી આ૦
જોતાં જોતાં વહાલા, તેતરને બાજ ઝડપી લેશે,
મોહે પચેલા, ભુંડા તું હાથ ઘસી રહેશે, નગરી આ૦
મૃત્યુના દૂતો રોગો, પાછળ પડ્યા છે જો! તારી,
પેલી ચાલી, આવે જો! કાળતણી સ્વારી, નગરી આ૦
કાળને જિતવાનાં, વહાલા! શાં સાધન કીધાં,
લશ્કર કેવાં, આજુબાજુ મૂકી દીધાં, નગરી આ૦
કાળની તોપોકેરો, વહાલા! કાયાનગરી તારી,—
સહેશે શું જબરો, મારો, લેજે ઝટ વિચારી, નગરી આ૦
ઉપાય હાથમાં છે, હજી નથી થયું ઘણું મોડું,—
( જો ) સાધે સમજી, મૃત્યુનું છેદે તું [2]ભોડું, નગરી આ૦
અવળાં આચરણો છાંડી, સવળે પંથે ઝટ પળતાં,
[3]મૃતિ જિતવાનાં, સફળ સાધન પણ મળતાં, નગરી આ૦
ઉપેન્દ્ર નાથ મારો, યુક્તિ જો એક તને આપે,
જનિમૃતિ કે રોગે, વહાલા! પુનઃ તું નહિ કાંપે,

---

૧ બાહ્ય વ્યાપારો કરવા એમાં જ પોતાનું આખું જીવન શમાયલું છે એમ જાણે છે. ૨ માથું. ૩ મરણ.

નગરી નવપલ્લવ થશે,
તારી કાયા—નગરી નવપલ્લવ થશે.

છો૦

---

## દુર્બળતાવાળો છતાં પણ ઇષ્ટસાથે ભક્તનો અનન્ય સંબંધ અને તેને નીભાવવા ભક્તની શ્રીઇષ્ટપ્રતિ અભ્યર્થના.

**પદ ૧૫.** ( નાથ તુમ તો જાનત હો સબ ઘટકી—એ લય. )

નાથ ! તમે ક્યાંથી હુથી છૂટા થાશો.
છૂટા થાતાં તો ઉલટા બંધાશો;—

આપણો સંબંધ મ્હોડે ગણાવીશ, તો તો તમે લજવાશો,
લોક સકળ સાંભળીને હસશે, ઉલટા તમે પસ્તાશો;—
અધમ મળ્યો હું તમને તેથી, મનમાં જરી ન મુઝાશો,
અધમનો સંગ ન કરશો તો તો ન,–અધમોદ્ધારણ કહેવાશો;—
પતીતપાવનનું પદ કદી આપનું, (તો) પતીત પદે મારો વાસો !
કેમ કરી પછી છૂટા થવાશે, સંબંધ આવો જ્યાં ખાસો !—
દુઃખી રહ્યો હું તો દુઃખહર્તા,—પદમાં આપ સોહાશો,
હું સરખો યાચક છું પાસે તો, દાતાના પદમાં સ્થપાશો;—
દીન અને દયાપાત્ર હું છું તો તો, આપ દયાલુ ભણાશો,
ત્રાતા ત્યારે ગણાશો, હું પડે, ડૂબેલાનો કર રહાશો;—
રક્ષક આપ આ વિશ્વે ગણાતા, શાથી તે આપ તપાસો,
વિપત્તિની હું રાઢ ન પાડું તો, કહોને ક્યાં આપ જ ધાશો;—
હું ભયભીત તો અભયદાતા થઇ, થાબડશો મારો વાંસો,
બલહીન હું અને બલપ્રદ આપ છો, કહો પછી કેમ છૂટાશો;—
(હું) શરણાગતને છોડશો તો કેમ, શરણત્રાણ લહાશો,
' કોણ તમારે શરણ ' એમ (કોઇ) પુછે તો, તેને શો દેશો ખુલાસો;—
મલિન છતાં પણ આપનો તો પછી, સંઘરશો ના તો ક્યાં જાશો,
કાજળને છોડી શું ક્યાંહી, કેવળ દીપ પ્રકાશ્યો ?—
દૃષ્ટાંતો હું કાઢીશ તેમ તેમ, નાથ અધિક સલવાશો,
માટે નિકટ રહી આપનાં નામો, સાર્થક કરવામાં જોડાશો;—

શ્રીઉપેન્દ્ર.

---

## નિરાંતે અમનચમન કરનારા મનુષ્યોનું જીવન જીવન નથી, પણ નિરંતર પુરુષાર્થ કરનારા મનુષ્યોનું જીવન જ જીવન છે.

પદ ૧૬.

તે જ જીવે છે તે જ જીવે છે મથે સદા જે ઉચ્ચ થવા,
સફળ થાય કે નિષ્ફળ થાયે તોપણ તે જીવતા ગણવા.
ખાવાપીવામાં ઉંઘવામાં વ્યર્થ વાતોમાં તથા,
હરવાવિષે ફરવાવિષે રમવાવિષે દિન ગાળતાં,
આ વિધિ અમનચમનને ભલે સો વર્ષ રહીએ જીવતા,
પણ જીવન એ નથી મૃત્યુ છે, સદ્વિવેકી જન જાણતા.
તે જ જીવે છે તે જ જીવે છે મથે સદા જે ઉચ્ચ થવા,
સફળ થાય કે નિષ્ફળ થાયે તોપણ તે જીવતા ગણવા.
નથી મુઆ તે જે વિશ્વમાંહિ, ઉચ્ચ કાર્ય કરી ગયા,
નથી જીવતા તે જગતમાં જે ભોગમાંહિ ડુબી રહ્યા,
પુરુષાર્થ કરનારા જીવન શી વસ્તુ છે તે જાણતા,
વિષયે પચી રહેનાર, જીવતાં મૃત્યુને અહિં માણતા.
તે જ જીવે છે તે જ જીવે છે મથે સદા જે ઉચ્ચ થવા,
સફળ થાય કે નિષ્ફળ થાયે તોપણ તે જીવતા ગણવા.
શું થયું વિજય ન જો મળ્યો શું થયું શાંતિ ન સાંપડી,
શું થયું પગ વાળી ન બેસાયું નિરાંતે પા ઘડી,
પણ અમનચમનથી ઉચ્ચ અતિગુણ, યત્નશાલી જીવન છે,
કાં જે ખરૂં એ જીવન છે, બીજું જીવન નથી મરણ છે.
તે જ જીવે છે તે જ જીવે છે, મથે સદા જે ઉચ્ચ થવા,
સફળ થાય કે નિષ્ફળ થાયે, તોપણ તે જીવતા ગણવા.

છો૦

---

## સદ્ગુણોનું ધારણ શ્રીસદ્ગુરુના સ્મરણસાહિત જ સાર્થક છે.

પદ ૧૭. ( રુધિરમાં મોહ ધરે શું ભાઇ—એ લય. )

ભજ્યાવિણ શ્રીસદ્ગુરુ અનન્ય, મારી મતિ લહે ન તુજને ધન્ય,
ભલે અન્ય સદ્ગુણ તું સેવે, પણ સદ્ગુરુ ન ભજાય,
અંકવિનાના શૂન્ય સમું તુજ, આખું જીવન ગણાય; ભજ્યા૦

સદ્‌ગુરુસ્મરણવડે જ જગત્‌માં, સઘળી મહત્તા હોય,
(જેમ) એ જ શરીર પણ પ્રાણરહિતને, પ્રેત ગણે સઉ કોય; ભજ્યા૦
ભલે ફડાકો મોટો મારી, કહીશ મેં જિત્યો કામ,
પણ ગુરુસ્મરણ ન જો તો દઉં હું, તને નપુંસક નામ; ભજ્યા૦
મોટું તપ આદરીને બેસીશ, કદી તું જગતસમક્ષ,
(તો) જાણીશ વનસ્પતિસૃષ્ટિમાં, ઉગ્યું વડનું વૃક્ષ; ભજ્યા૦
લોભ જિતીને કદી તું માનીશ, તુજ મનથી મોટાઇ,
(પણ) હું તો જાણીશ વધ્યો જગત્‌માં, એક અજગરનો ભાઇ; ભજ્યા૦
ક્રોધ કદી કેવળ છોડીશ પણ, એ નથી મોટી નિશાની,
ગુરુસ્મરણવિણ હું તો જાણીશ, (તું) થયો મૂર્તિ પથરાની; ભજ્યા૦
વેદ અને સત્‌શાસ્ત્રોકેરી, વાતો કરીશ તું રૂડી,
પણ હું તો જાણીશ જે બોલી, ફોનોગ્રાફની ચુડી; ભજ્યા૦
શ્રીસદ્‌ગુરુના સ્મરણસહિત જો, સઉ સદ્‌ગુણ સધાય,
તો તો ઇહપરલોક સકલમાં, ધન્ય ધન્ય કહેવાય; ભજ્યા૦
સર્વ સદ્‌ગુણો શ્રીસદ્‌ગુરુના, સ્મરણસહિત તું સેવ,
સદ્‌ગુરુ અનુગ્રહપાત્ર ગણાઇશ, તવ તું અવશ્યમેવ; ભજ્યા૦

श्रीउपेन्द्र.

---

## ઘેર નિત્યક્રમ ન સાધનાર મનુષ્યની સમારંભમાં થતી સ્થિતિ.

પદ ૧૮. (મનમેલ મીટે, તનતેજ બઢે-એ લય.)

ઘેર કંઇ ન કરે, તે સમારંભમાં, ખાય ધ્યાનમાં ઝોકાં,
વાંકા ને ચૂંકા, થયા કરે, રહી જાય છાતી ને ડોકાં,
જપકેરા કાળમાં વાર થાય તો, જણાય માથાનો ઘા,
ત્યજી ધૈર્ય તરત, કરી મુકતા આચમનીથી ઠોકંઠોકા; ઘેર૦
આસનમાં જોઇએ ટેકા, બેસે ત્યાં નીકળે ઢેકા,
પણ હોય જાણે એક્કા, તેમ બોધ કરે કરી લ્હેંકા,
પણ જાતે કશું ન કરાય, કરમોડે કાય, બગાસાં ખાય,
આરતી થાય,-ક્યારે કે મળે લાડુ દાળચોખા; ઘેર૦
જપમાં કોઈ મોંઢું બગાડે, કરચલી કપાળે પાડે,
ઘડી ઘડી કોઈ આંખ ઉઘાડે, સ્થિર આસન એક ન માંડે,

ઉડી ફરતા અહિં તહિં, નિમિત્તો કંઇ, બતાવી દઇ,
ન સ્થિર જરી રહી, બતાવે પોતે જાણે ખોધા; ઘેર૦
(કોઇ) મોડા આવે જપજાગે[1], કોઇ ચંદન ઘસવા લાગે,
કોઇ ગાતા ઝીણા રાગે, (કોઇ) જુએ ઘંટ જ ક્યારે વાગે,
(એ) સાધકલક્ષણ ન ગણાય, જુદા જ લહાય, ન એક થવાય,
ઘઉંથી જણાય, ગાંગડું જેમ નોંખા તે નોંખા; ઘેર૦
સાધકને ઘટે ન આવું, તેણે સત્વર સાવધ થાવું,
સાધનક્રમમાં જોડાવું, જોઇએ બહુ સ્થિર રહેવાવું,
ન તો મળે કાંઇ સામર્થ્ય, કહુંછું તદર્થ, આવવું વ્યર્થ,
(જો) સરે ના અર્થ, વૃથા જેમ ગયા હીરાભાઇ ઘોઘા; ઘેર૦

શ્રીઉપેન્દ્ર.

---

## विविध साधनोद्वारा ईशने प्रत्यक्ष करवा मथती वृत्तिना ईशप्रति उद्गार.

પદ ૧૯. (દેખો સખી ટોલરીઓ, કાલિંદીને કાંઠડે ઉભો છે, એ લય.)

નાસો છો આમ શ્યામ શાને, ભોળી આ ભામિનીને ભૂલાવી.
બાંધી આશાઓ ઉંચાં ઉંચાં સુખોની,
હારે હું તો ચરણોમાં દોડી આજ આવી, ભોળી આ૦
છોડી મેં ન્યાતજાત સંબંધીઓ ને સગાં,
હાં રે પ્રીતમ આપમાં મેં પ્રીતને લગાવી, ભોળી આ૦
ખાટા ને ખારા રસ ખાવાના છાંડીને,
હાં રે વહાલા ! પ્રેમરસે પ્રીત મેં જમાવી, ભોળી આ૦
નાનાં રમણીય રૂપ જોવાં ત્યજીને હું,
હાં રે પ્રીતમ જોવાને નેન રહી નચાવી, ભોળી આ૦
મોહક આ ગાનતાને ગુલતાન થાવું ત્યજી,
હાં રે પ્રીતમવાણીમાં મતિ મેં લોભાવી, ભોળી આ૦
ઘરની ન રહી હવે ઘાટની ન રહી હું તો,
હાં રે ઉભયભ્રષ્ટ મને વાલમા ! બનાવી, ભોળી આ૦

---

૧ જપની જગાએ.

હૃદયે છુપ્યા જાણી આવી હું ત્યાં ભરાણી,
હાં રે કલિકા ખોલી ના, ઉલટી અકળાવી, ભોળી આ૦
મૂર્ધ્ધે ચઢી હું જોવા મૂર્તિ છબીલી,
(ત્યારે) હાં રે [1]ક્ષોભે ધક્કા દઇ દીધી ગબડાવી, ભોળી આ૦
સાપણુ કે વાઘણુ કે ગણુતા કેવી મને,
હાં રે જેથી રહો આમ વેગળા રડાવી, ભોળી આ૦
હદ ના ઓળંગવી વહાલા ! હવે ઘટે,
હાં રે હાડ જાતાં ન સહેલી હું મનાવી, ભોળી આ૦
આદિઅનાદિથી શ્યામ છું તમારી,
હાં રે તોએ સંતાકુકડી શે ચલાવી, ભોળી આ૦
પટ તોડી નરહરિ નિકટ ઝટ આવજો,
હાં રે વહાલા ! વહાલી લો અંકમાં ઝુલાવી, ભોળી આ૦

છો૦

---

## रामनामनी धून लगाडवा प्रबोध.

**પદ ૨૦.** ( તમે એક વાર મારે ઘેર આવજો રે, એ લય. )

તમે એક વાર ધૂનને લગાવજો રે, રામનામની,
તમે ધૂનથી ત્રિલોકને ડોલાવજો રે, તમે૦
વૈખરી નહિ મધ્યમા ને, પશ્યંતી પરામાં બોલાવજો રે,
કંઠરૂપેથી નહિ પણ બ્રહ્મરંધ્રેથી
રામધ્વનિ— ગર્જાવજો; તમે૦
ધૂનથી એકલો વાયુ ન ભેદશો, અંડકટાહ આ ભેદાવજો રે,
ગગનને ભેદીને પાર વળી જાજો,
સૂક્ષ્મ વિષે— છવરાવજો; તમે૦
શબ્દાકારથી અર્થાકારમાં, લક્ષણામાં રામ લાવજો રે,
સ્થિર ત્યાં થઇને ક્રમે ધ્યાને પ્રવેશી,
એકમેકને— ઓળખાવજો; તમે૦
ઉરમાં રામ રમાડી રહેજો, જૂદા તમે ન પછી કા'વજો રે,
ભાન આ વિસારી રામમાં વિરામ પામતાં,
રામરૂપે— સોહાવજો; તમે૦

श्रीउपेन्द्र.

---

૧ ઉત્થાન કરનાર અથવા એકાગ્રતા ન થવા દેનાર સંસ્કારો.

## साचा अंतःकरणनो प्रेम प्रसारवा श्रीइष्टप्रति स्तुति.

### પદ ૨૧.

અંતરની પ્રીતડી ચખાડો રે, અમને અંતરની પ્રીતડી ચખાડો.
ઢોરજેવાં નથી અમે તેથી બતાવશો ન, પાણીનો બહારનો હવાડો રે;—
ટાઢાં ને તાજાં વાવનાં પાણી, કાઢીને આજે પીવાડો રે;—
ઉપરની ભાજી અમારે ન ખાવી, અંદરના કંદને ખવાડો રે;—
તારા અમારે નથી જોવા, [1]ક્ષિતિજમાં–છૂપેલા ચંદ્રને ઉગાડો રે;—
બહારના મહેલે ન રે'વું અમારે, અંતર્ ગુહામાં પેસાડો રે;—
ઉપરથી ચોપડી ન વાંચવી અમારે, ભીતરની વાત શીખવાડો રે;
ઉપરનાં પુષ્પ નથી સુંઘવાં અમારે, હૃત્પદ્મપુષ્પને સુંઘાડો રે;—
પ્રેમતણી યાચનાકેરા પુકારને, કરી કાઢશો ન આંખઆડો રે;—

श्रीउपेन्द्र.

---

## विपत्तिमां निमग्न जीवनी ईशप्रति विज्ञप्ति.

### પદ ૨૨. ( નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ લય. )

નાથ આજે હજી કાં ન વ્હારે પધારો,
હાડ જાતાં લગી શું વિસારો, નાથ આજે૦
ભરદરીએ ભરતોફાને સપડાયું, નાવડું છે આ વિચારો,
ભાંગ્યાં હલેસાં, હાથ ન આખા, ક્યાંહિ ન દીસતો કિનારો, નાથ૦
પહાડસમાં મોજાં ચઢી આવી ઉરમાં અધિક કરે થરકારો,
પટકી નીચે ક્યારે, જાણું ન, હોડીના,–કરશે કડકા હજારો, નાથ૦
અંતર્ની તેમ બહિરની જાણો છો, ઘટતો ન ત્યાં આ લવારો,
તદપિ પધારશો વિનવ્યે, લહી રડી, પાડું છું દીન પુકારો, નાથ૦
ધાયા પ્રહ્‌લાદની વ્હારે, સુધન્વાને, તદ્વત્ ધાઇ ઉગાર્યો,
વ્હારે ગજેન્દ્રની ધાઇને પણ તેને, [2]ગ્રાહના ત્રાસથી તાર્યો, નાથ૦
પ્રહ્‌લાદસમ ભક્તિ નથી કહી કદી જો, દુઃખને ન આજ નિવારો,
મોટાની ઓથે ભરાશે પછી શું, જોઇને આ જીવ બિચારો, નાથ૦
પોકાર કરવાનું બળ માત્ર જીવમાં, શુણી તે નૃહરિ! શસ્ત્ર ધારો,
[3]વિપદ્‌કટક હણી સઘળું હવે તો, [4]ભયત્રસ્ત કીડી આ દારો, નાથ૦

છો૦

---

૧ ચંદ્રને ઉદય પામવાની જગા. ૨ મગર. ૩ વિપત્તિરૂપી લશ્કર.
૪ ભયથી ત્રાસ પામેલી.

## પોતાના ભક્તોઉપર પ્રેમભાવ દર્શાવવાને પ્રભુપતિ પ્રેમી ભક્તોના પ્રેમી શબ્દો.

પદ ૨૩. ( લગ જાયગી મહારાજા—એ લય. )

રંગ રમીએ રસિયાજી ! રસિકસંગે, રંગ રમીએ,
રસિકવિના નવ, સ્નેહનાં ગાણાં ક્યાંહિ ગઇએ,
કાબરની જોડે, કોયલ ટહુકો નહિ દઇએ; રસિકસંગે.
રસિક છે કોણ એ તો, આંખથી ઓળખી લઇએ,
નયનો કટારી, ખમે તેને મારતા રહીએ;—
પોતાનાં શોધવાને, જંગલની વાટને પણ ગ્રહીએ,
(પણ) છોડી જુઇવેલી, ખરસાણીપર ના વારી જઇએ;—
વહાલાઓ વાતમાંહિ, મર્મવચન કે' તે સહીએ,
પણ બીજાઓનાં, સ્તુતિવચને ના મોહાઇએ,—
વહાલાનું દીધું વિષ તે પણ ભાવ ધરી ખઇએ,
પણ વહાલાને તો, અમૃતના પ્યાલા પઇએ;—
સમજી જે જાય તેને મર્મવચન કદી કહીએ,
સાને કરીને તેડે તેને ઘેર જઇએ;—
જેનાતેના પર સ્નેહ, કરવો એ તો ખામી લહીએ,
પ્રીતિના પંથે, નીતિને ત્યજીએ રીત નહિ એ;—
નરહરિ નાથ વહાલા ! આપતણાં અમે છઇએ,
તેને છોડીને, બીજાને રંગે ના રંગઇએ;—

શ્રી. ચંદ્ર.

---

## ઇષ્ટાશ્રયને પ્રાપ્ત ભક્તના ઉદ્‌ગાર.

પદ ૨૪. ( મેરા દિલ દિવાના તેરે લીયે, એ લય. )

મારે ઓથ ખરી એક આપતણી,
આપતણી મારા પ્રાણના ધણી, મારે ઓથ૦
ફિકર નથી મારે વિકટ આ ભવમાં,
રાજે છો આપ માથે મુકુટમણિ, મારે ઓથ૦
કરશે શું કોઇ મને થઇને વિરોધી,
સસલુ શું જીતશે સિંહભણી, મારે ઓથ૦

વજ્રના કોટમાં નિશ્ચિંત પોઢું હું,
છો કો છોડે તોપો અનંતગણી, મારે ઓથ૦
ગગનવિષે ઉવો જોઇ ન શકતા જે,
આપે મારે માટે [1]હવેલી ચણી, મારે ઓથ૦
[2]સંપત્તિ આપી આપે ઓળખે ન તેને કો,
જાણે છે સઘળા મુજને મોટો ઋણી, મારે ઓથ૦
બાપ ન છેટો કરશો માગું છું એટલું હું,
આપની ઓથે ફરૂં હું બનીને ઠણી, મારે ઓથ૦
નરહરિનાથ કાંઇ રહ્યું નથી માગવાનું,
આપ જ્યાં નિત્ય પ્રાપ્ત ચિંતામણિ, મારે ઓથ૦

છો૦

---

## मिथ्या वातो न करतां प्रयत्नसिद्धिप्रति लक्ष स्थापवा साधकोने सूचन.

પદ ૨૫. ( અરે દુનીયામાં પ્રેમી ક્યાં—એ લય. )

ગયા તે વાતના દહાડા, ક્રિયાસિદ્ધિ જનો જોતા.
વૃથા વાતોડીયા તો, થશે હાવે હતા નો'તા; ગયા—
જપનું આવું ફળ મળે, તપનું ફળ છે આમ;
યોગથી આ સિદ્ધિ થતી, (એમ) કહ્યાથી ન સરે કામ,
ગઇ વાતોની શ્રદ્ધા, ગણે ગ્રંથો બધા[3] થોથાં; ગયા—
હતું અમારા પૂર્વજો,–ને આ સઘળું જ્ઞાન,
અમુક અમારા શાસ્ત્રમાં, નીભે ન એ અભિમાન,
પ્રકટ કંઇ ના કર્યાથી, જનો વિશ્વાસને ખોતા; ગયા—
સંયમથી સિદ્ધિ મળે, ભક્તિથી વશ ભગવાન,
કર્મમાત્રને બાળીના,–રૂં છે તત્ત્વજ્ઞાન;
કહ્યું પણ, (જો) ના મળ્યું તો, નથી નર, આપણે તોતા[4]; ગયા—
શુદ્ધિનું ફળ આમ છે, આચારનું ફળ તેમ,
પણ પ્રત્યક્ષ થયું નહિ, વીતે વર્ષો જેમ,
વળ્યું તો તો પછી શું, સદા આ હાથપગ ધોતાં; ગયા—

---

૧ તત્ત્વજ્ઞાનમય ઉચ્ચ સ્થિતિ. ૨ શમદમાદિ. ૩ સઘળા મનુષ્યો. ૪ પોપટ.

આમ કર્યાંથી તો વધે, તનમનધનસામર્થ્ય,
નિજ જીવનમાં પ્રકટ જો, કર્યું ન તો તે વ્યર્થ,
કહે આનંદનું ફળ, તથાપિ હોય તે રોતા; ગયા—

જતો રહ્યો છે પૂર્વનો, સમય હવે બદલાય,
મિથ્યા મોટી વાતની, કિંમત હવે ન થાય,
પ્રકટ ફલને બતાવો, ક્રિયામાં ચિત્તને પ્રોતાં; ગયા—

સત્શાસ્ત્રોના સત્યને, પ્રકટ કરો કરી યત્ન,
વાતોમાંથી વિરમતાં, મેળવશો ફળરત્ન,
બનો સુપ્રયત્નરૂપી, તમે મહાયજ્ઞના હોતા[1]; ગયા—

શ્રીउपेन्द्र.

---

## सर्वसिद्धिप्रद श्रद्धा धरवा जीवने उपदेश.

**પદ ૨૬.** ( છું હું ચેલો નૃસિંહગુરુનો, વિશ્વે જ્ઞાનમત્ત ફરતો, એ-લય.)

શ્રદ્ધા ધારી હૃદયમાં સાચી વીરા ! સુખે પછી ફરજે.
સુખથી ફરજે, કોઈથી ન ડરજે, ચિંતામાત્ર વિસરજે,
શ્રદ્ધાસમ શિર સમર્થ દેવી, સ્થાપી ન પછી થરથરજે, શ્રદ્ધા૦
શ્રદ્ધાદેવીનું હૃન્મંદિર, સંતત પૂજન કરજે,
ભક્ત બની શ્રદ્ધાદેવીનો, શ્રદ્ધાયશ ઉચ્ચરજે, શ્રદ્ધા૦

અવળુ કરે સવળુ ઝટ શ્રદ્ધા, શક્ય અશક્ય, એ સ્મરજે;
દુર્ગમ સુગમ, અલભ્ય સુલભ, દુષ્કરને કરતી [2]સુકર તે, શ્રદ્ધા૦
અસંભવિત આ છે, કહે ડાહ્યા, કાન ન પણ તે ધરજે,
શ્રદ્ધાને ન અસંભવ કાંઇ, મનમાં પાકુ સમજજે, શ્રદ્ધા૦
[3]રાઇકણિકાજેટલી સાચી શ્રદ્ધા પણ હિમગિરિ જે,
તેને સમુદ્રમાં ફેંકી દે, શ્રદ્ધા શક્તિ ખરી છે, શ્રદ્ધા૦

દુઃખનો દુસ્તર દરીઓ, શ્રદ્ધા સેવી પળમાં તરજે,
દશદિશ દુઃખદાવાનળ શ્રદ્ધાજળ સિંચી ઓલવજે, શ્રદ્ધા૦

ભલે મરણ આવે શ્રદ્ધાથી, દઢતા ધરી પણ મરજે,
ભિખારી, શ્રદ્ધા ધરતાં થાયે, તદપિ શ્રદ્ધા વરજે, શ્રદ્ધા૦
દઢતાં વધતાં શ્રદ્ધાનું માહાત્મ્ય અનવધિ નિરખજે,
દુઃખતિમિર પછી જોવું નહિ રહે, નિત્ય રવિમાં વસજે, શ્રદ્ધા૦

---

૧ આહુતિ આપનાર; હોમ કરનાર. ૨ સહેલું ૩ રાઇના દાણાજેટલી.

શ્રદ્ધાસહ જીવે તો જીવજે, જડરૂપ નહિ તો તું થજે;
શ્રદ્ધાહીન બની પ્રેત, ન ડગલુ, ભવરજનીમાં ભરજે, શ્રદ્ધા૦
કશાથી ના રીઝનારા પ્રભુને, શ્રદ્ધા ધરી રીઝવજે,
પરિણામે પ્રભુરૂપમાં ભળીને, પ્રભુમય થઇને ફરજે, શ્રદ્ધા૦

છો.

———

## ઈશ્વરને પ્રસન્ન કરવામાં અનન્યભાવે તેમનું જ ચિંતન એ મુખ્ય છે, અને એ શિવાયના પ્રયત્નોમાં જે વેગ તે ઈશ્વરપ્રતિની વિમુખતા સૂચવે છે.

પદ ૨૭. ( નહિ આવું કાન રે, એ લય. )

આવોને શ્યામ રે, મારે તમારૂં જરી કામ છે.
પૂછવા તમને મારા મનની શંકાઓ, આજે મેં ધારી હામ છે;–
તમારૂં નામ મને કહેજો ખરેખરૂં, જગમાં તે રામા કે રામ છે;–
લોકો આ રામ છોડી, રામાને ચિંતે તેથી, મેં જાણ્યું રામા આપ નામ છે;
આપશરીરકેરો કહો જરી વહાલા, રંગ તે શ્વેત કે શ્યામ છે;—
તમારે ઘેર આવવાને કહોને, 'મૉટર' કે વીજળીની 'ટ્રામ' છે;
આપને રહેવાકેરૂં સ્થાન કહોને, 'ચર્ચ[1] મંદિર[2] મઠ[3] કે ધામ[4] છે;
આપ પ્રભુને નમવા માટે, રીતિ પ્રણામ કે સલામ છે;—
આપના પક્ષ રે'વું હોય તો કહો તમારો, પક્ષ [5]વિનીત કે [6]ઉદ્દામ છે;–
આપ પ્રભુનું જ્ઞાન જગમાં પ્રકાશવાને, અંત્યજ કેળવણી શું મુદ્દામ છે;
તમને મળવામાં સહેલો, કહોને શું કાચનો, પ્યાલો કે પીતળનો જામ છે;
આમાંનું કાંઇ નથી આપને તોએ લોકો, મચવે તે માટે સંગ્રામ છે;–
( કોઇએ ) આપનો રસ્તો નથી જોયો કે જાણ્યો તોએ,
કહે છે કે આમ નહિ પણ આમ છે;—
લાગે ન વળગે જેમાં આપને તેનું સઘળા, ચિંતન કરતા આઠે યામ[7] છે;

---

૧ ખ્રીસ્તીનું દેવળ. ૨ વૈષ્ણવોનાં મંદિરો. ૩ સંન્યાસીનું સ્થાનક. ૪ સ્વામીનારાયણનાં સ્થાન. ૫ Moderate. ૬ Extremist. ૭ પહોર.

જ્યાં ત્યાં વિરોધ જોતા એવાની કિંમત, મારા મનથી ફુટી બદામ છે;—
અનન્ય ભાવે મનથી આપને જ્યાં ત્યાં જોવા, એમાં હું જાણું તમામ છે;

श्रीउपेन्द्र.

---

## पोताने पूर्ण निर्दोष कर्याविना बीजाना आगळ पोते निर्दोष होवानो दंभ करी तेमने बोध आपवा प्रवृत्त थनार मनुष्योनी प्रवृत्तिनुं वर्णन.

પદ ૨૮. ( પ્રભુ કેમ ન દર્શન આપે, એ લય. )

સો સો ઉંદર નિત્ય ઉપાડી, બાંધી સાધુતાની ધોળી દાઢી,
વેષ તપસી બાવાનો કાઢી, બેઠાં [1]તપને બાઇ બિલાડી.
આજ સુધી પોતે શું શું કર્યું, અને, શું શું કરે હજી નિત્ય,
મેંશ ન નિજ મુખપરની જુએ, ગાયે–બીજાના દોષોનાં ગીત, સો સો૦
પોતાની આંખના મોભ ન સુજતા, બીજાનાં કસ્તર જોઈ,
લાંબાપહોળા થઇ ઉપદેશ દે, જાણે હોયે મહર્ષિ કોઈ. સો સો૦
સ્ત્રીઓમાં છાના નિત્ય રમે પણ કેસરપપ્પુની પેર,
માર્ગમાં સ્ત્રી દેખી દશ ગાઉ નાસે, હોયે જાણે ભારે વેર. સો સો૦
રેંસી અવરનાં ગળાં, ધન ધૂતી, સંચે છે પાઇ પાઇ,
તોપણ લોકમાં કહેતાં ફરે, ધન–દુઃખનું મૂળ છે ભાઇ, સો સો૦
એકના દોઢા ને દોઢાના બમણા,–કરવા, વિવિધ વ્યાપાર,—
છપ્પનસેં ડહોળે તોપણ કહેતા, લોભ છે નરકનું દ્વાર, સો સો૦
સ્વાદના ભસકા ન છૂટે પોતાના, ષડ્રસ જુક્તિથી ખાય,
તોપણ ભાજી ને રોટલો ખાનારા, સાચા સાધુ, એમ ગાય, સો સો૦
છાના પોતાને ખપત બધાએ, રાજસ તામસ આહાર,
પ્રકટપણે તોએ ડુંગળીલસણથી, નાસે ગાઉ હજાર, સો સો૦
નિજ જડમતિ સ્ત્રીઆગળ થઇ રહે હાથ જોડીને ગુલામ,
ધર્મપત્નીને પાળતા પતિને, કહે ક્યાં છે તારામાં રામ, સો સો૦
[2]પુષ્પાંજલિથી પિતાને વધાવે, માતાને પણ દે [3]પ્રસાદ,
(તોપણ)[4]**मातृदेवो भव, पितृदेवो भव,**[5]બોધે કાઢી મોટા સાદ, સો૦

---

૧ તપ કરવાને. ૨ ગાળોનો વરસાદ. ૩ મારરૂપી પ્રસાદ.
૪ માતાને દેવીસમાન જાણ; પિતાને ઈશ્વરસમાન જાણ. ૫ બોધ કરે.

લાભ, ખ્યાતિ, પૂજામાટે પ્રયત્નો, નિત્ય કરે નાનાવિધ,
તદપિ વિરાગ પ્રબળ હોય એવું, કરતા જ્યાં ત્યાં પ્રસિદ્ધ, સો સો૦
આરસીજેવા જગતથી ન પણ રહે, છાનાં બિલાડીબાઇ,
શાંતિબ્રહ્મા નમસ્કાર તમને, વદી જન જાતા [1]પાઈ. સો સો૦
બિલાડીનાં આવાં લક્ષણોથી ચેતી, રહેતા વિવેકી સદાય,
પોતાને પૂર્ણ સુધાર્યાવિના કોને, દેવા બોધ, ન ધાય, સો સો૦

છો.

---

## इष्टमां अभेदभावने पामवा इच्छनार वृत्तिना उद्‌गार.

પદ ૨૯. ( પ્યાર મોહનીયાં, નીભાના હોગા—એ લય. )

હમકો તુમસેં મિલાઇ દેના.
મિલાઇ દેના, એક હી કર લેના;—
મંય દેનેકું અર્જ કરૂં તબ,
દામ ન દેના, દુવાઈ [2]દેના;—
મંગન હોકે માગું જબ મેં,
હેમ[3] ન દેના, હૃદય દે દેના;
વાસ કરન મેં, સ્થાનક ચાહું,
ધામ ન દેના ચરણ દે દેના;—
અગનસેં શાંતિ મિલન ચહું જબ,
પ્યાલા ન દેના પ્રેમ, હી દેના;—
( મેં ) દુર્બલ, ભૂખહરન જબ ચાહું,
અન્ન ન દેના, અમૃત દે દેના;—
મિલનયોગ નવ આવે તબ લગ,
કુછ ન દેના, કૃપા તુમ દેના:—

श्रीउपेन्द्र:

---

૧ ઓળખી. ૨ આશીર્વાદ. ૩ સોનું.

## अनुकूल क्रियाओ ज ईप्सितार्थने अर्पनार छे.

**પદ ૩૦.** ( દુનીયાં દોરંગી, શાને મનવા—એ લય.

અવળું જો કરીએ, ( તો ) ધારેલું મનનું ક્યાંથી થાય રે.
પૂર્વે ન જવાશે, પગલાં જો પશ્ચિમમાં ભરાય રે.
મનનું ધારેલું જે હોયે, તદ્વત્ કૃતિ કરાય,
એ જ કાર્યમાં અખંડ મચીએ, તો તો તે જ સધાય,
 જગતમાં, તો તો તે જ સધાયરે;—અવળું૦
જમાડવું છે આખા જગને, કુલડી પાત્ર જણાય,
એમાં જગની ભુખ હરનારૂં, ભોજન ક્યાં રંધાય,
 કહો ભાઈ, ભોજન ક્યાં રંધાય રે;—અવળું૦
આવવાનું સ્થળ એવું હોય જ્યાં, ચુપ રે' તો જ અવાય,
કેમ કરી ત્યાં પ્રવેશાય જો, ઉંટે ચઢી જવાય,
 કહો કે ઉંટે ચઢી જવાય રે;—અવળું૦
ઉપરની સારી કરણીથી, અર્થ ન શુભ સરાય,
રોગતણા સોજા આવેલું, શરીર શું પુષ્ટ ગણાય,
 કહો એ, શરીર શું પુષ્ટ ગણાય રે;—અવળું૦
દોપતણું કદી છિદ્ર થયું તો, જેમ તેમ કરી સંધાય,
( પણ ) દોપતણો સિંધુ કરીએ તો, ઢાંકણુ શું ઢંકાય,
 કહો ત્યાં, ઢાંકણુ શું ઢંકાય રે;—અવળું૦
એક ધર્મનું કાર્ય કરી પછી, અધર્મમાં જ વહાય,
તેથી શું થયું ? વાળ તુટ્યાથી, હલકું શરીર લહાય,
 કહો શું, હલકું શરીર લહાય રે;—અવળું૦
મનનું ધાર્યું થાય ( જો ) કૃતિથી, મનને અનુસરાય,
ઘોડે જોડેલી જેમ ગાડી, ઘોડાપાછળ જાય,
 ગમે ત્યાં, ઘોડાપાછળ જાય રે;—અવળું૦

श्रीउपेन्द्र.

---

## देहमां वसता देहरविने शोधवा सत्संस्कारीने निमंत्रण.

**પદ ૩૧.** ( માનવદેહમાં જી રે, સાધક, એ લય. )

કટિને બાંધીને જી રે, દેહે દેહરવિ કોઇ શોધજો,
દેહરવિ કોઇ શોધી થાજો, દેહમાં કૃતકૃત્ય, કટિને૦

અંધકારે દેહરવિની ઝળહળ ઝળકે જ્યોત જી,
અંધકાર ન ઓળખે, રહે જો કે થઈ ઓતપ્રોત, કઠિને૦
જીવનજળ કો દેહરવિ કહે, કહે અમૃત કોઇ જી,
ચિતિવેલી કોઈ વર્ણી, રહેતા નિત્ય મોહી, કઠિને૦
જેણે જોયો દેહરવિ તે, બદલાતો તત્કાળ જી,
મર્ત્ય મટીને અમર થાતો, કાળનો પણ કાળ, કઠિને૦
ષડુર્મિ તેને ન બાધે, બાધે ના કોઈ રોગ જી,
અણુઅણુ ઉભરાય જીવને, થતાં રવિસંયોગ, કઠિને૦
દેહરવિનાં દર્શને આ દરિદ્રતા અળપાય જી,
દોષદુર્ગુણ તનમનેથી, સહસ્ર યોજન જાય, કઠિને૦
દિવ્ય પ્રજ્ઞા પ્રકટતી વળી, દિવ્ય દષ્ટિ થાય જી,
દિવ્ય શ્રોત્રથી દૂરનું પણ, સમીપસમ સંભળાય, કઠિને૦
ભસ્મીભૂત ભ્રાંતિ થતી સઉ, જેમ છે તેમ જણાય જી,
શાસ્ત્રનાં સઘળાં રહસ્યો, ક્ષણમાંહિ સમજાય, કઠિને૦
ઉન્નતિનું ઉડે જીવનું, ગગનમાંહિ વિમાન જી,
કેટલું ચઢશે ઉંચું તે, પહોંચે ના અનુમાન, કઠિને૦
શોધે જીવો સોનું, શોધે હીરા મોતી રત્ન જી,
દેહરવિ પણ શોધવાનો, કરે ના કો યત્ન, કઠિને૦
દેહરવિ ગણી તુચ્છ સઉ કરતા અનાદર નિત્ય જી,
તિરસ્કારપ્રયુક્ત નિંદે કોની મતિ વિપરીત, કઠિને૦
ઘણા ડાહ્યા થઈ નાસ્તિક, [1]ખંડે રવિઅસ્તિત્વ જી,
રોગના થઇ ભોગ તે તો, પામે છે [2]પંચત્વ, કઠિને૦
બાળકજેવાં નિર્મળ હૃદયો, માત્ર ભજતાં ઈશ જી,
પોતામાં જોઇ ચિતિરવિ તે, થાય સર્વાધીશ, કઠિને૦
સદ્વિવેકીઓ થવા સુખી રવિ જોવા ધાય જી,
નરહરિઅનુગ્રહથી નિરખી રામ નિત્ય મલકાય, કઠિને૦

છો૦

---

૧ ખંડન કરે. ૨ મરણ.

## संसारना केवल भोगमां परिणामे विनाश ज छे.

**પદ ૩૨.** ( તમે એક વાર મારે ઘેર આવજો રે—એ લય. )

કહે સંસ્રુતિ, મારે ત્યાં તમે આવજો રે, સહેલાડીઓ.
જે જે આવે તેને સાથે લાવજો રે; કહે૦
જે જોઇએ તે તમને આપીશ, આપીશ ઘોડા અને ગાડીઓ રે;
ઉંચે ચઢીને તમને ઝુલવાને દેઇશ,
હાથી અને,—અંબાડીઓ; કહે૦

( પછી ? )

વસ્ત્ર સુશોભિત પહેરવાને, આપીશ ધોતી અને સાડીઓ રે,
દેશ ને પ્રદેશ જવા સુખ આપનારી,
આપીશ હું—આગગાડીઓ; કહે૦

( પછી ? )

બ્રાહ્મણને ભોજનમાં લાડુ, ઉપર આપીશ ઘીની વ્હાડીઓ રે,
આપીશ હું વળી અફીણ કસુંબો,
પીતા હશે—જે ગરાડીઓ; કહે૦

( વાહ ! પછી ? )

કણબીને હોંસે હું આપીશ, ગાયો ભેંશો ને પાડીઓ રે,
ફરવાહરવા સહેલ કરવાને કાજે,
રૂડી દઉં, ફુલવાડીઓ; કહે૦

( ઓહો ! પછી ? )

દીપકના શોખીનકાજે દઉં, બિલોરી ઝુમર ને હાંડીઓ રે,
પીવાને ચાહ, જે પ્રીતિ જણાવે,
તે સારૂં મેં—દુકાન ઉઘાડીઓ; કહે૦

( વાહ ! વાહ ! પછી શું ? )

નાટકચેટકને જોવાને કાજે, કીધા મેં સારા ખેલાડીઓ રે,
વૈદને કાજે ચેતી પહેલેથી,
કીધી વને—મેં મૂળાડીયો; કહે૦

( બીજું શું ? )

ઘરની શોભા વધારવાને, કીધી રૂડી રૂપાળી લાડીઓ રે,

દરજી ને સોની કર્યાં, દાંતને[1] ઉતારવા,—
મેં છે કર્યો—સંધાડીઓ; કહે૦
( એથી કંઇ વધારે ? )
ગાન તાન રંગ નાચને કાજે, વારાંગના મેં બેસાડીઓ રે,
પશુસાથ ગેલ કરવાને કાજે,
કીધાં ઘણાં—કુતરાંબિલાડીઓ; કહે૦
( હજી કંઇ વિશેષ ? )
પરિણામે મેં સઉને માટે, રાખી મૂકયો છે તાવ ટાઢીઓ રે,
બહોતેર નાડીઓને છોડી તડાતડ,
લઇને જશે—યમદૂતચાડીઓ; કહે૦

**શ્રી ઉપેન્દ્ર.**

---

## इष्टश्रीना अनंत उपकारनुं संकीर्तन.

**પદ ૨૩.** ( તમે શા માટે શ્યામ મહોલે આવતા નથી, એ લય. )
મારૂં હિત નિત્ય અમિત સાધો વિશ્વના પતિ,
વિશ્વના પતિ ન શકું, મુખથી હું કથી, મારૂં હિત૦
દેહતણા નિર્વાહનાં, દો છો સાધન નિત્ય,
ઝાઝું કષ્ટ દીધાવિના, મુજને નાથ ખચીત.
ભુખ્યો ઉઘાડો પણ ભુખ્યો ન એકદા,
વિશ્વંભર આપ તો સુવાડતા નથી, મારૂં હિત૦
રહેવાને ઘર, પહેરવા,—દો છો સુંદર વસ્ત્ર,
વાપરવા પણ દ્રવ્ય દો, યથાસમય શિરછત્ર.
અગ્નિનો પ્રસંગ પ્રભો ! સાચવીને સર્વદા,
કરતા [2]વત્સલતા સાચી આપની છતી, મારૂં હિત૦
જે જે વિદ્યાની મને, જે જે સમય જરૂર,
દેતા તે તે, તે સમય, દયા ધરીને ઉર.
માનસ વિકાસ મારો, ક્રમથી સાધીને કરો,—
સૂક્ષ્મ વિશુદ્ધ પ્રભો ! મારી આ મતિ, મારૂં હિત૦
અનેક સુગુણબીજક વળી, વાવી [3]હૃદયોદ્યાન,
રમણીય તરુવર છે કર્યા, આજ તમે ભગવાન.
[4]સુરભિ [5]કુસુમ, સ્વાદુ ફળ જે બહુ આપીને,

---

૧ હાથીદાંત ૨ પુત્રઉપરનો પ્રેમ. ૩ હૃદયરૂપી વાડીમાં. ૪ સુગંધવાળાં. ૫. પુષ્પ.

પુષ્ટિતૃપ્તિથી સુખદ થઇ રહે અતિ, માટું હિત૦
વૃષ્ટિ અધિક કરવા તપે, ગ્રીષ્મવિષે રવિ જેમ;
દેવા વિશેષ સુખ મને, દેતા દુઃખ કદી તેમ.
વીતતાં દુઃખ, ઉંચુ સુખ આવેલું જોઉં જ્યારે,
આશ્ચર્ય પામું અકળ ન્યાળીને ગતિ, મારૂં હિત૦

આદિ કાળથી આજસુધી, બન્યો ન એક પ્રસંગ,
જેમાં આપે ના કર્યું, મુજ હિત રહી મુજ સંગ.
ઉપકારનો શું વાળી બદલો શકીશ હું,
ભાગી વાણીથી ગાઉં ગુણ, કરી [1]નતિ, મારૂં હિત૦

જય ઉપેન્દ્રનરહરિ પ્રભો ! જય જય કરુણાધામ,
જય જય મુજ સર્વસ્વ જય, અનવધિ કરૂં પ્રણામ.
આપ્યું બહુ, આપો બહુ, આપશો અપાર હજી,
જાણી હર્ષેથી ઘેલી વૃત્તિ આ થતી, મારૂં હિત૦

છો૦

---

## पोताना वडे करातो भक्तिहीन क्रियाप्रति लक्ष न देवा साधकनी प्रार्थना.

પદ ૩૪. ( કથિરમાં મોહ ધરે શું ભાઈ—એ લય. )

પ્રભુ મુજ કૃતિમાં બહુ ખામી, દૃષ્ટિ ન કરશો એ સામી.
ખરા દિલથી કરૂં પરિશ્રમ ભરવાને મુજ પેટ,
પ્રભુના કામવિષે હું કરતો, માથાઉતાર વેઠ; પ્રભુ.
મારે ઉત્તમ વસ્ત્રો જોઇએ, પડે ન એમાં ખામી,
આપના પૂજનમાં વસ્ત્રાર્થે, 'नाडाछडीं दधामि;'[2] પ્રભુ.
મુજ સુખકાજે રાતદિવસ હું, શ્રમને કરૂં અતિશે,
આપને કાજે 'ब्राह्मणद्वारा,—पूजनमहं करिष्ये;'[3] પ્રભુ.
મુજ ભોગાર્થે વાપરતા, ધનવસ્તુ ગણું નકામી,
આપનિમિત્તે ધનને બદલે, 'जलं समर्पयामि[4];' પ્રભુ.

---

૧ નમસ્કાર. ૨ નાડાછડી આપું છું. ૩ બ્રાહ્મણની મારફત પૂજન કરાવું છું. ૪ પાણી મૂકું છું.

હું પક્વાન્ન જમું, તમને ખારેક મુકું હું હરામી,
આંખ મીંચી વળી કરૂં મિથ્યા, '**नैवेद्यं निवेदयामि**'[1]; પ્રભુ.
ભાવભક્તિહીન ક્રિયા કરૂં તોપણ વળી કહું હું આખર,
આ મારી સત્ક્રિયા (!) વડે, હું પર '**प्रसीद परमेश्वर**'[2]; પ્રભુ.
વિપરીતકરણીની ફલપ્રાપ્તિ, જાણું જે યોગે વર્ણી,
જાણો તમે શું સત્ફલ (!) દેશો, આ મુજ વિપરીત કરણી; પ્રભુ.
મોટા છો પ્રભુ નીભાવી લેજો, લીધું આપનું શરણું,
તારી લેજો અંકે ધારી, જેમ તારે નદી તરણું. પ્રભુ.

**श्रीउपेन्द्र.**

---

## जीवभावना निश्चयो छोडी इशभावना निश्चयो धारण करवा मनमयूरप्रति अभिमानीनी उक्ति.

**પદ ૩૫.** ( મારાં આશાતણાં મંદિર—એ લય. )

મારા મનહર મધુરા મોર, મીઠું બોલ કંઇ,
મારી કાળજડાતણી કોર, અંતર ખોલ
'જીવ હું' એ લવે કાગડો,
તાણીને કર્કશ રાગડો,
'શિવ હું' એવું તું બોલ મધુર ટહુકો દઇ; મારા૦
'દુ:ખી હું' એવું તેં બહુ કહ્યું,
સાંભળી હૈયું પાકી ગયું,
રીઝાવ 'સુખસ્વરૂપ હું છું' એવું કહી; મારા૦
સાંભળ્યું 'બદ્ધ હું' એ બહુ,
'મુક્ત હું' એ શુણવા ચહું,
આતુર છું શબ્દો એ શુણવા હું, તારી વાણીમહિં; મારા૦
( તું ) કહેતો આવ્યો 'હું વિનાશી છું,'
ઇચ્છું શુણવા 'અવિનાશી હું,'
એ કહેવાની મધુર વાણી, તો તુંમાં રહી; મારા૦
'નામરૂપાત્મક હું' કહે,
પણ એ મુજ ઉરમાં દહે,

---

૧ નૈવેદ્ય ધરાવું છું. ૨ હે પ્રભુ! પ્રસન્ન થાઓ.

'સચ્ચિત સુખ હું' એ તુજ કહે, ત્યારે રે'શે વહી; મારા૦
'આનંદરૂપ હું છું સદા,'
'પ્રેમસ્વરૂપ હું સર્વદા,'
તારા વિના એવું કહેનારૂં મુજને કોઇ નહિ; મારા૦
વ્યાકુળતા ને વિપત્તિના,
શબ્દો તેં સંભળાવ્યા ઘણા,
આજથી શાંતિવચન મને દેજે તારો લહી; મારા૦
ઉત્સાહઆશાનો ધ્વનિ,
ટહુકારી દેજે મારી ભણી,
અખંડ ઉચ્ચ પ્રદેશે તું કુદ, મને લઇ; મારા૦
શાસ્ત્ર નહિ સંભળાવજે,
અનુભવવેણુ શુણાવજે,
કોણ શુણાવશે બીજું, ન, જો તું મારો થઇ; મારા૦

श्रीउपेन्द्र.

---

## स्वरूपानुभवोद्गार.

પદ ૩૬. ( આ શું વાત કરો, પ્રેમ યાદ કરો, એ લય. )

મારૂં રૂપ મેં લહ્યું, ખોટું હુંપણું ગયું, હું તું, તેરૂપે થયું, હવે આજ;
હું કૃતકૃત્ય થયો, શોકભય સઉ ગયો, મેં દુઃખમાત્ર દહ્યું, સર્યાં કાજ.
જાગ્રતસ્વપ્નસુષુપ્તિ કે, તુર્યા મને સમાન,
ટાં જે મુજ અનુભવરવિ, પ્રકાશતો સઉ સ્થાન.
ભેદભ્રાંતિ મને, સ્ફુરતી કદી ના મને,[1] મતિનું તિમિર ગયું, હવે આજ૦
ન્યાળું અસંખ્ય ભાતિના, નાના જગદાભાસ;
પરમ શાંત પરબ્રહ્મનો, મંગળકારી વિલાસ;
દૃષ્ટિ ફરતાં [2]અહિ,—બુદ્ધિ [3]રજ્જુથી ગઈ,હતું જેમ તેમ થઇ રહ્યું,હવે આ૦
અવર્ણ્ય પ્રબોધનું કથન, કરવા વાણી જાય,
ત્યાં તે પ્રબોધરૂપ થઈ, પ્રબોધમાંહિ શમાય.
(તિથી) મનમાં પૂર્ણ મલકાઇ, જડસમ રહી વિશ્વમાંહિ, મૂક થઇ મૌનને
ગ્રહ્યું, હવે આજ૦

છો૦

---

## ગગનમંડલમાં સાધકોને સ્થાપવા શ્રીસદ્ગુરુપ્રતિ વિજ્ઞપ્તિ.

**પદ ૩૭.** ( ગોકુળીએ લઇ ચાલો--એ લય. )

ગગનમંડલમાંહિ સ્થાપો, હો ગુરુરાજ અમને.
વાચક આદિક ક્રમથી સધાવી, અજપા જપાવો જાપો; હો-
ઇડા ને પિંગલા નિરોધ કરાવી, ખોલો સુષુમ્ણાનો ઝાંપો;—
કર્મના કોશનો નાશ કરીને, કાઢો કુંડલિનીનો ખાંપો;-
વેલી ઉગેલી આ તનુમંદિરમાં, તેનું અમરફળ આપો;-
અંતરમાં વહેતો અધ:પ્રવાહ જે, ઊર્ધ્વમાં તેને ઉથાપો,-
સહસ્રાવધિ જેનાં પત્રો રે શોભે, સ્થાપી ત્યાં દાખો પ્રતાપો;-
નૈસર્ગિક પ્રણવધ્વનિ સંભળાવો, ધ્વનિરૂપે આપ ત્યાં વ્યાપો;-
દૃષ્ટિ અમારી આ થઇ રહે દૈવી, ચાંપ એવી કોઇ ચાંપો-
દિવ્ય તંતુથી અમૃત દઇ ટાળો, જનનમરણ પરિતાપો;-
મૂર્દ્ધામાં આપ પ્રભુથી અમારો, કરશોજી હસ્તમેળાપો;-

**શ્રીउपेन्द्र.**

---

## इष्टानुग्रहने प्रकट अनुभवता साधकोना अंतिम उद्‌गार.

**પદ ૩૮.** ( દીનદયાળ દેતો ત્યારે લેનારો શું લેશે-એ લય. )

વર દેનાર નરહરિ દાતા, જણાય આજે ત્યાં ત્યાં.
દાતાપદમાં હજી પ્રભુને, નથી કોઇએ આંટ્યા;—
માગ્યું ઝટ દઈ મૂકી દેતા, હાથ ઉંચો કરતામાં;—
જઇએ યાચવા તે પહેલાં તો, દોડી આવે સ્હામા;—
સંમુખ અખંડ રમતા રહેતા, પૂછવું પડે ન છે ક્યાં;—
સાષ્ટાંગો કરતાં પહેલાં તો, ભેટે કહેતાં હાં હાં;—
ઉદતાં શું જોઇશે તે ફિકર જ, કરતા (અમને) સુવાડતામાં;-
હૃદય પ્રભુનું ભરાઈ આવે, (અમને) ક્ષણભર ના જોતામાં;—
નિકટ જોઇ પ્રભુ અમ અંતરમાં, હર્ષઓઘ ઉભરાતા;—
તે નરહરિ પ્રભુપદમાં શમીએ, સ્તુતિ આ ગાતાં ગાતાં;—

**શ્રીउपेन्द्र.**

# સાધનસમારંભમાં સાધકોએ પાલન કરવાના નિ[યમ]

૧ પ્રાતઃકાળે પાંચ વાગતાં ઘંટ થતાં ઉઠવું અને સ્નાન આ[દિ] પરવારી સાત વાગતાં સંયમમાટે નિશ્ચય કરેલા સ્થળે બેસી જવું.

૨ સાતથી અગીયાર વાગતાસુધી પ્રત્યેક સાધકે પોતપો[તાના] પ્રાપ્ત જપ, પ્રાણાયામ, ધારણા, ધ્યાનાદિ વગેરે સંયમની ક્રિયાઓ ક[રવી.]

૩ કોઇ પણ સાધકે બીજા સાધકોને વિક્ષેપ થાય એવી કોઇ ક્રિયા સંયમના સ્થાનમાં કરવી નહિ.

૪ સાતથી અગીયાર વાગતાસુધી પ્રત્યેક સાધકે પોતાના આ[સ]ન-ઉપર ક્રિયા કરતા બેસવું. આસન છોડી ગમે ત્યાં ફરવું નહિ. કોઇ ક[ાર્ય] પરત્વે ઉઠવું પડે તો ઉઠવું, પણ કાર્ય થઇ રહ્યે તત્કાળ પાછા પો[તાના] આસને આવી બેસવું.

૫ સંયમના સમયમાં, દૂર જઇને પણ વાતો કરનાર અથવા [સમ]યનો દુરુપયોગ કરનાર સાધકોઉપર દેખરેખ રાખવામાં આવશે, અને તે-મના અયોગ્ય કૃત્યમાટે પછીથી ઘટતો વિચાર કરવામાં આવશે.

૬ સમારંભમાં જેઓએ નાની ઉમરનાં બાળકોને આણ્યાં હોય તે-મણે તે બાળકો સંયમમાં કોઇને કોઇ જાતનો વિક્ષેપ ન કરે તેવી વ્યવ-સ્થા રાખવી. તેમ ન થતાં બાળકોથી થતા દોષોના જવાબદાર તેમના વ-ડિલોને જ ગણવામાં આવશે.

૭ અગીયાર વાગતાં પ્રાતઃકાળના સંયમની સમાપ્તિ થયે સાધકો-એ, આરતી થતાં સુધી પોતાના આસનનો પરિત્યાગ કરવો નહિ.

૮ આરતી થઇ રહ્યા પછી સ્નાન કરવા ઇચ્છનાર સાધકોએ સ્નાન કરવા જવું, અને જણાવવામાં આવે તે સમયે ભોજનશાળામાં હાજર થવું. જેઓ વિલંબે હાજર થશે તેમની ભોજનમાટે બીજી પંક્તિમાં વ્યવસ્થા થશે.

૯ સાંજે પાંચ વાગે પુનઃ સ્નાનની ઇચ્છા હોય તેમણે સ્નાનમાટે જવું અને સાતસુધીમા સંધ્યા વગેરેથી પરવારી વ્યાખ્યાનમંડપમાં હાજર થવું.

૧૦ સાંજે સાતથી આઠસુધી થનારાં અથવા અન્ય નિશ્ચય કરવા-માં આવનાર સમયે થનારાં વ્યાખ્યાનોમાં સાધકના ધર્મને અનુસરી ભાગ લેવો.

૧૧ આઠથી સાડા નવસુધી કીર્તનના આનંદમાં ભાગ લેવો.

૧૨ દશ વાગે પ્રત્યેક સાધકે સુઇ જવું. જેમને વહેલી નિદ્રા ન આવતી હોય તેમણે સુતા સુતા જપ કરવા, પરંતુ વાતો કરી બીજાની નિદ્રામાં વિક્ષેપ ન કરવો.

૧૩ સંયમવિનાના સમયમાં સાધકોએ બનતાસુધી વ્યાવહારિક વાતો નહિ કરવી, પરંતુ સંયમને પોષક વાતો કરવી, નહિ તો માન-પણે જપ, સદ્વિચાર આદિનું સેવન કરવું.

૧૪ આ નિયમોનો જાણી જોઇને ભંગ કરનાર સાધકોને સમા-રંભમાં ભાગ લેવાના અનધિકારી ગણવામાં આવશે.

श्रीउपेन्द्र.